॥ श्री गणेशायनमः ॥

उत्तिष्ठ ! जाग्रत ! प्राप्य वरान्निबोधत !

ઉઠો ! જાગ્રત થાઓ ! કર્મવીર બનો ! !

સ્વદેશમાગી

# વીર છત્રસાલ

## નાટકના ગાયનો.

---

શ્રી રમાકાન્ત નાટક સમાજ માટે.

પ્રયોજક તથા પ્રકાશક

એ, એમ. ઓઝા (મોરબી)

લેખક.

જી. એ. કવિ વૈરાટી (વડોદરા)

---



આવૃતિ. ૧ લી. પ્રત ૫૦૦૦

સંવત ૧૯૭૭ સને ૧૯૨

મુલ્ય ત્રણ આના,



# મુખ્ય પાત્રો.

**છત્રસાલ** - ચંપતરાયનો પ્રતાપી પુત્ર મહોબાનો યુવરાજ

**દુલપતિરાય.**—સુભાકરણનો દેશભકત પુત્ર, સાગરનો યુવરાજ

**ચંપતરાય.**—મહોબાનો શુરવીર રાજા.

**સુભાકરણ.**—સાગરનો રાજા

**કંચુકીરાય.**—ધારીરનો ભીરૂ રાજા

**પ્રાણનાથપ્રભુ**સ્વદેશભકતતત્વસ્વીપ્રણામી પંથના આદ્યધર્મગુરૂ

**આલમગીર**—દીલ્લીનો સામ્રાટ

**રણદુલ્લાખાન**—મોગલ સેનાપતિ

**ફેડફેડશા**—હંસાનો કન્યાવિક્રયી ડાકો

**ગડગડશા**—હંસાને પરણવાનો બુઢો ઉમેદવાર

**હીંમતલાલ**—એક ટીખળી બ્રાહ્મણ

**હરીલાલ**—એક શ્રીમંતનો નીરાધાર છોકરો, હંસાનો પતિ

**હેમો**—ગડગડશાનો હજામ નોકર



# સ્ત્રી પાત્રો.

**વિજયા**— ધારીરની રાજકુમારી છત્રસાલની પત્ની.

**વિમલા**--પુરૂષ વેશમાં વિમળદેવના નામથી છુપાવેલ હીરાદેવીની પુત્રી.

**હીરાદેવી**--ઓરછાની કાવત્રાખોર રાણી, વિમળાની માતા.

**આયેષાં**-(લલીતા) સુભાકરણની બ્હેન. હીરાદેવીના કપટથી આલમગીરની બનેલી બેગમ.

૦ **ફ્રિઝિસા**--આલમગીર આયેષાની પુત્રી.

**હાંસી**—હીંમતલાલની કર્કશા સ્ત્રી

**હંસા**—ફડફડશાની ભત્રીજી. હરીલાલની સ્ત્રી

**રોશનઆરા**--આલમગીરની ક્રુર બ્હેન

તે સીવાય દાસ દાસી મોગલ સૈન્ય બુંદેલ સૈન્ય વિગેરે વિગેરે



શ્રી મદ્ વાઘ સદ્ગુરવે નમઃ

# સ્વદેશમણી વીર છત્રસાલ.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત

## અંક ૧ લો

### પ્રારંભ પ્રાર્થના. વસ્તુસૂચન.

પ્રવેશ-૧લો. ગિરિકંદરામાં આવેલું વિંધવાસિની દેવીનું મંદીર. વિંધવાસિની દેવીના દર્શનાર્થે નીકળેલાં ધારીરની રાજકુમારી વિજ્યા અને ઓરછાના રાજકુમાર વિમલદેવના દેશની થતી દુર્દશા સંબંધી વિચાર. દેવીમંદીરના વિધ્વંસ માટે આવેલા મોગલ સેનાપતિ રણદુલ્લાખાનનું બન્ને બાલકો ઉપર આક્રમણ. બાદ છત્રસાલ તથા દલપતિરાયના અચાનક આવી ચડવાથી તેનો બચાવ રણદુલ્લાખાન કેદ. બાદ દેવીનો વાર્ષિક મહોત્સવ હોવાથી બુંદેલખંડના રાજારાણાનું આગમન. ધર્મગુરૂ પ્રાણનાથ પ્રભુનો દરેકને સદુપદેશ. ઓરછાની રાણી હીરાદેવીનો. ચંપતરાય તથા છત્રસાલ ઉપર દ્વેષ. બાદ દેવી પૂજન. છત્રસાલના હાથથી ભાવિ દેશોદ્ધાર સૂચન

**પ્રવેશ-૨જો હીરાદેવીની છાવણી.**

ચંપતરાયના ઉપર દ્વેષબુદ્ધિને લીધે પોતાના પક્ષમાં લીધેલા સાગરના રાજા સુભાકરણને હીરાદેવીની ઉશ્કેરણી. પિતાપુત્ર વચ્ચે ઝેર રેડાવી દેશભક્ત પુત્ર દલપતિનો ત્યાગ કરાવવો.રણદુલ્લાના કેદ થવાથી હીરાનો ચંપતરાય ઉપર ક્રોધ તથા તેનું વેર લેવાનો નિશ્ચય.

**પ્રવેશ ૩જો મદન સાગર સરોવર.**

વિજયા તથા વિમલદેવનું સખીયો સહીત મદન સાગર ઉપર સહેલ કરવા આવવું. સ્ત્રી સૌન્દર્ય ઉપર મુગ્ધ થયેલા વિમલદેવે પણ સ્ત્રી સ્વાંગ ધરી વિજયા સાથે નાવમાં બેસી જલ-ક્રીડા કરવા જવું. પીતાથી ત્યજાયેલા દલપતિને આશ્વાસન આપતા છત્રસાલનું સરોવર ઉપર ફરવા આવવું. બાદ દુરથી કોઇ નાવ ડુબતું જોઇ બન્નેયે તેની મદદમાં જવું. વિજયા તથા વિમલદેવનો બચાવ કરી કીનારે આવવું. વિજયા તથા છત્રસાલ વચ્ચે પ્રણયબંધન સ્ત્રી સ્વાંગ ધરેલા વિમલદેવ ઉપર દલપતિનો મોહ. બાદ વિજયાયે ભેદ ખોલી નાખી તેને બનાવવો. દલપતિનું શરમાઈ જવું.

**પ્રવેશ-૪થો ફડફડશાનું મકાન.**

પોતાની ભત્રીજી હંસાના લગનનું મોટી રકમ લઇ સાટુ કરેલું હોવાથી ફડફડશાને ઘેર તેના પાસે કરેલા

(૩)

વિજયા—

જનની ત્હારાં દુઃખ શાં સંભારિયેહા—

જે જનનીના ઉત્તમ અંકે ખેલ્યા શ્યામ શ્રીરામ,
વ્યાસ વાલ્મીકી ગૌતમ સરખા ઋષીવર મહીમાવાન-જનની
જે માતાના ખોળે સતિઓ સાવિત્રી સીતાજી
સુત પનોતા સૌભદ્રે શા ધ્રુવ પ્રહ્લાદ રમ્યાજી—જનની
તે માતા દીનહીન દુઃખિયારી પાપી હસ્તે પીડાતી,
જોતાં નયને રૂધિર વ્હેતાં કાયા આ કંપાતી—જનની

(૪)

સર્વ રાજાઓ-

દેવી વિંધ્યવાસિની કલ્યાણી માત,
ભારત બાલક દોર સ્વધર્મે
નિર્ભયતા વર અર્પી કર્મે—
અશરણ શરણ ચરણ તુજ બાળ ?
જન્મ ભૂમિ ડુબાતી બચાવો,
સંપ સ્વતંત્રની દીપ્તી જગાવો-
ટાળી મોહ પ્રગટાવ ! સુધાનું પ્રભાત— દેવી

(૫)

હીરાદેવી-

તોડું હું અતુલિત બળ કરીને છળ તુજ અભિમાન
મૂળથી ઉખાડું મહોબા તોડું મદ ઉતારૂં ગુમાન—તોડું

પ્રવેશ–૯મો દિવાને આમ.

આલમગીરની માંદગી માટે સર્વે દરબારનું દીલગીર થવું. બાદ આઝીમશાહને આગળ કરી રોશનઆરાનું દિવાને આમમાં આવવું અને આલગીરના મરણના ખોટા સમાચાર આપી રાજસત્તા પોતાના હાથમાં લેવી. બાદ આલમગીરને સાથે લઈ છત્રસાલનું દિવાને આમમાં પ્રવેશવું. રોશનઆંરાનું લજ્જીત મુખે પાછા ચાલ્યા જવું, આલમગીરે પોતાના પ્રાણ બચાવવા ખાતર કરેલા ઉપકારના બદલામાં ઈચ્છીત વસ્તુ માગવાનુ છત્રસાલને ફર્માન કરવું. છત્રસાલની પોતાની માતૃભૂમિ બુદેલખંડને સ્વતંત્ર બનાવી સ્વરાજ આપવાની માંગણી બેવચની બાદશાહે તે માગણીનો અનાદર કરી ચંપતરાય તથા છત્રસાલને કેદ કરવાનો હુકમ ફરમાવવો પરાક્રમી પીતા પુત્રે બાદશાહને હાથતાલી આપી ભરસભામાંથી વિરતાપૂર્વક ચાલ્યા જવું. ટેબ્લો



# અંક ૨ જો

**પ્રવેશ ૧ લો પ્રાણનાથનો આશ્રમ.**

દીલ્લી દરબારમાં બનેલા બનાવથી છત્રસાલે પ્રાણનાથને વાકેફ કરવા. હવે ભિક્ષાન્દેહી કરવાથી સ્વરાજ નહિ મળે માટે વિરતાપૂર્વક ધર્મયુદ્ધ કરી સ્વદેશ સ્વાતંત્ર્ય મેળવવાનો દૃઢ નિશ્ચય. પ્રાણનાથની સંમતી.

**પ્રવેશ-૨ જો યમુના તીર.**

દલપતિના પ્રેમમાં અનુરકત થયેલી બર્ઢુત્રીસાના આત્મગત્ ઉદ્‌ગાર. દલપતીનું આગમન દ્રષ્ટોદ્રષ્ટ. ભેટ કરેલી તલવારની યાદ. પ્રેમની માંગણી સ્વદેશ-સ્વાતંત્ર્ય મેળવ્યા સિવાય બ્રહ્મચર્ય વૃત ધારણ કરી રાખવાનો દલપતિનો સત્યાગ્રહ. બુંદેલખંડને સ્વરાજ્ય અપાવવા માટે પોતાથી બનતી મદદ કરવા બર્ઢુત્રીસાયે દલપતિને વચન આપવું. પ્રણય સ્વીકાર.

**પ્રવેશ-૩ જો. હીરાદેવીનો મહાલય.**

ચંપતરાયને મીજબાની આપી તેને ઝેર દઈ મારી નાખવાની હીરાની પ્રપંચ જાળ. વિજયાયે હીરાના કપટયંત્રથી ચંપતરાય તથા છત્રસાલને જાણીતા કરવા. ઉપકારના બદલામાં છત્રસાલના પ્રેમની માંગણી. સ્વીકાર.

પ્રવેશ ૪ થો આલમગીરના પ્રમોદ ઉદ્યાન.

દલપતિના પ્રેમમાં મુગ્ધ થયેલી. બદુન્નીસા. પુત્રી-પ્રેમથી આલમગીરનું હૃદય આકર્ષી બુંદેલખંડની સ્વતંત્રતાનો પટો લખાવે છે અચાનક કચુકીરાયની સાથે રોશનઆરાયે આવી બુંદેલા વિરૂદ્ધ શહેનશાહને ઉશ્કેરી પટો રદ કરાવવો. આયેષાં તથા બદ્રુનું દીલગીર થવું બાદ બદ્રુન્નીસાનું દલપતિ ઉપરના પ્રેમના આવેશમાં મહાલય તજી પલાયન થવું.

પ્રવેશ-૫ મો કોમીક—

હીંમતલાલનું વૈદ બની ફડફડશા પાસે આવી ગોટાળા ભર્યું વૈદુ ચલાવવું. હંસાને સાનમાં સમજાવી દેવી. દવા ખાવાથી મુંગી છોકરી બોલતી થશે જાણી સસરા જમાઇનું ખુશીથવું. વરઘોડાની તૈયારી.

પ્રવેશ-૬ઠો હીરાદેવીનો મહાલય.

વિમળદેવ નામ ધારણ કરી પુરૂષ વેશમાં રાખેલી પણ જન્મની સ્ત્રી વિમલાદેવીના સ્ત્રી સ્વાંગ ધારણ કરી વિરહોદ્ગાર બાદ દલપતીનું અચાનક આવી ચડવું. વિમલાની મુંઝવણ. સર્વ ભેદ ખોલી દેવો. દલપતિના પ્રેમની માંગણી કરવી. દલપતિયે તેની માંગણીનો સ્વીકાર કરવો. કંચુકીરાયે આવી રણદુલ્લાની બુંદેલખંડ ઉપર સવારી કરવાના હીરાદેવીને સમાચાર આપવા હીરાનું ગભરાવું. વિજયાને રણદુલ્લા સાથે પરણાવી પોતાના

ઉપર આવી પરેલી આફત દુર કરવા કંચુકીને સમજાવવો. બાદ પોતે કરેલી પ્રતિજ્ઞાથી અકળાતા સુભાકરણે આવી હીરાં પાસે પોતાની બેન સંબંધી ખુલાસો માંગવો તથા ઉશ્કેરાઇ હીરાને મારી નાખવા ધસવું. અચાનક ત્યાં આવી ચડેલી બદ્રુન્નીસાને તેની બેનનું ભુત જણાવી હીરાનું પલાયન થવું બદ્રુન્નીસાને જોતાં પોતાની બેન લલીતાનું સ્મરણ થતાં તેની પાસે તેની માતાની ઓળખાણ માંગી બદ્રુની મુદ્રિકા લઇ સુભાકરણનું બદ્રુની માતા પાસે શંકા સમાધાન કરવા દીલ્લી જવું દલપતિ બદ્રુ પુનઃમીલન-વિમલાની બદ્રુને જોવાથી ઇર્ષા.

પ્રવેશ-૭ મો કોમીક.

વૈદ હીંમતલાલની યુકિતથી ગડગડ તથા ફડફડનું હાથ ઘસતાં રહી જવું અને હંસાનું પોતાના પ્રેમપાત્ર હરીલાલ સાથે પરણવુ.

પ્રવેશ-૮મો આલમગીરનું અંતઃપુર

આયેષાં અને સુભાકરણની મુલાકાત. ઓળખાણ ભેદ ખુલ્લો થવાં. બાદ બાદશાહની રજા લઇ આયેષાનું પોતાના ભાઇ સાથે બુંદેલખંડ જવું.

પ્રવેશ-૯મો મહોબાનું રણક્ષેત્ર.

હીરાદેવી તથા દેશદ્રોહી બુંદેલા સાથે ચંપતરાયનો ભયંકર સંગ્રામ.

# અંક ૩ જો.

પ્રવેશ-૧ લો

ચંપતરાયના મરણથી બુંદેલખંડના ભાવિ સંકટની સમાલોચના કરતા પ્રાણનાથ પ્રભુના આશ્રમમાં બહુન્નીસાનું આગમન. બુંદેલ સ્વાતંત્ર્ય માટે પ્રયાસ કરતા છત્રસાલ સંબંધી સમાચાર દલપતિયે આવીને આપવા. મહાયજ્ઞની તૈયારી. શાસ્ત્ર. સમાજ, અને દેશકાળને અનુંસરી દલપતિ અને બહુના પ્રેમ સંબંધી પ્રાણનાથ પ્રભુની યુકિતપૂર્વક ચર્ચા

પ્રવેશ-૨ જો હીરાદેવીનો દરબાર

બુંદેલના રાજારાણાને એકત્ર કરી મુગલસતા સ્થાપન કરવા તથા જન્મભૂમિનું નીકદન કાઢવાની હીરાની નીચ ધારણાં અરસ પરસમાં વિખવાદ. દરેકની છત્રસાલ પ્રત્યે સહાનુભુતી. હીરાની રાજનિતીનો તીરસ્કાર. છત્રસાલનું આગમન. મોગલ પ્રતિનીધિને દરબારમાં કાઢી મુકવો હીરાનો ગુસ્સો. આયેષાં સાથે સુભાકરણનું આવવું હીરાનું ગભરાવું. આયેષાં ઉપર મુકેલા તહોમતનો ખુલાસો. સુભાકરણનું હીરાને મારી નાખવા ધસવું. સ્વહસ્તેજ હીરાની જીંદગીનો અંત છત્રસાલને બુંદેલખંડનો નેતા બનાવી સર્વ રાજારાણાંનો મુગલ સૈન્ય ઉપર આક્રમણનો નિશ્ચય.

પ્રવેશ-૩ જો

વિજયા વિમલા છત્રસાલની સાથે સ્વાધીનતાના યજ્ઞમાં ઝંપલાવવા પુરૂષ વેશમાં છત્રસાલ તથા દલપતિ પાસે આવે છે. છત્રસાલ તેની માંગણી સ્વીકારે છે. બાદ ચત્રભૂજ મંદિરનો નાશ કરવા આવેલા રણદુલ્લાના આક્રમણના પ્રાણનાથે આવી સમાચાર આપવા. સર્વનું મંદિરના બચાવ અર્થે જવું.

પ્રવેશ-૪ થો ચત્રભુજનું મંદિર

પ્રાણનાથ પ્રભુના ઝુંડા નીચે આખાદેશના પ્રજા જનોની જાગૃતી દેશ, ભૂમિ, અને ધર્મની રક્ષા વાસ્તે પ્રાણાર્પણ કરવાની પ્રજાની ઉત્કંઠા. સૈન્ય સહીત રણદુલ્લાનું મંદિરના નાશ માટે આવવું પ્રજાનો સત્યાગ્રહ. પ્રાણનાથનું અડગ આત્મબળ. છત્રસાલની અધ્યક્ષતા નીચે બુદેલ સૈન્યનું મોગલ સૈન્ય ઉપર આક્રમણ મોગલ સેનાનો પરાભવ બાદ બહુન્નિસાના હુકમથી રણદુલ્લાખાનનું બુદેલખંડની સરહદ છોડી દીલ્લી ચાલ્યા જવું.

સીન ટ્રાન્સફર.

મહોબાનો દરબાર. દેશદ્રોહીનો નાશ કરી. મોગલ સેનાનો પરાભવ કરી, છત્રસાલે માતૃભૂમિની સ્વાધીનત પ્રાપ્ત કરવી. આલમગીર બુંદેલખંડની સ્વતંત્રતાનો પટ્ટો છત્રસાલ ઉપર મોકલી તેને તે દેશનો સ્વતંત્ર રાજા તરીકે

કબુલ કરે છે, વિજયા. છત્રસાલ તથા વીમલા દલપત્તિનો હસ્તમેલાપ. બદ્રુન્નિસાનો અડગ બ્રહ્મચર્ય વૃ-ત ધરી જીવનભર દલપતિની સેવા કરવાનો દ્રઢ નિશ્ચય. પ્રાણનાથ તથા આયેષાંની સંમતિ. અંતિમ આનંદ.

એક વિરાત્માના અડગ આત્મબળથી આખો દેશ સ્વતંત્રતાના સ્વર્ગીય વાતાવરણમાં વિહાર કરે છે તેવીજ સ્વાધિનતા ભગવત ભારતવર્ષને સમર્પે

!!ૐ.....શાન્તિ........શાન્તિ........શાન્તિ......



શ્રી મદ્ વાઘ્રુ સદ્ગુરવે નમઃ

# સ્વદેશ મણી વીરછત્રસાલ

## નાટકનાં ગાયનો

### પ્રભુ પ્રાર્થના.

વંદુ વિભુ વિશ્વાધાર
વિશ્વ નાટય સૂત્રધાર
જ્યોતિ જગાવ તમસ તજાવ
સત્ય પંથ સરલ બતાવ
સંપ સ્વસ્તિ શાન્તિ સ્થાપ
યાચે એ વિભુ તુજ બાલ—વન્દુ

(૨)

આર્યબાળા—

એક શ્રી હરીના ભારત માતુશ્રીના,
સંતાન સુહાતા, જુદા ન જણાતા,
સંપ તણાં સુત્રે રહ્યાં છે મળી હાં—એક
પારસી ખ્રીસ્તી આર્ય મહંમદી સમા,
એક ફુલવાડીના સોહે નવરંગના સુમન આ—
જનની પ્રસાદે બન્યું છે જીવન આ
પ્રતિ ઉપકારે જીવન તું ચરણમાં—એક

(૩)

વિજયા—

જનની ત્હારાં દુઃખ શાં સંભારિયેહા—

જે જનનીના ઉત્તમ અંકે ખેલ્યા શ્યામ શ્રીરામ,
વ્યાસ વાલ્મીકી ગૌતમ સરખા ઋષીવર મહીમાવાન-જનની
જે માતાના ખોળે સતિઓ સાવિત્રી સીતાજી
સુત પનોતા સૌભદ્રે શા ધ્રુવ પ્રલ્હાદ રમ્યાજી—જનની
તે માતા દીનહીન દુઃખિયારી પાપી હસ્તે પીડાતી,
જોતાં નયને રૂધિર વ્હેતાં કાયા આ કંપાતી—જનની

(૪)

સર્વ રાજાઓ-

દેવી વિંધ્યવાસિની કલ્યાણી માત,
ભારત બાલક દોર સ્વધર્મે
નિર્ભયતા વર અર્પી કર્મે—
અશરણ શરણ ચરણ તુજ બાળ ?
જન્મ ભૂમિ ડુબાતી બચાવો,
સંપ સ્વતંત્રની દીપ્તી જગાવો-
ટાળી મોહ પ્રગટાવ ! સુધાનું પ્રભાત— દેવી

(૫)

હીરાદેવી-

તોડું હું અતુલિત બળ કરીને છગ તુજ અભિમાન
મૂળથી ઉખાડું મહેલા તોડું મદ ઉતારૂં ગુમાન—તોડું

કરે પન્નગપતિ વિહંગ શું વેર ભારે ?
મુષક માંજાર મારે મેડકે માતંગ હારે
કરૂં એ હાલ હું કપટથી ભુલાવું ભાન—તોડું

(૬)

વીજયા અને તેની સખીઓ-

રસ ભર્યું સરસ સર શોભતું રે-
તીર તેને તે રમવાને ચાલ સખી વ્હાલમાં
ખીલી સંધ્યા સોહામણી કુંજમાંરે,
ચંદ્રિકા વરસાવે અમીધાર સખી ન્યાળતા—
વિમળ કુમુદ દળ ખીલીયાંરે
જાણે નારી મુખ પંકજ રસાળ સખી ન્યાળતા—
તનમનના તાપ સમાવતીરે—
એસી કોકિલા વસંતે તરૂ ડાળ સખી ન્યાળતા—
તેમ આપણે પીશું પ્રેમના અમીરે
લેશું નણદલના વીરસંગ લ્હાવ સખી વ્હાલમાં-રસ ભર્યું

(૭)

સખીઓ-

વાહ અલબેલી બનીનવેલી રતિ સમહેલી મનહરતી,
ગજ ગમની તું હે મૃગ નયની નયન શરે રખે નર વિંધતી-

વીમલા-

અહા સખી શી સ્ત્રી સુંદરતા, રતી ગુણ ગીતા રંગ ભરી-

છે સાર જગતનો સ્ત્રીજ ખરી-

સખી-

શ્રીપતિ વિણ શ્રી કયાંય રહીના. બ્રહ્માવિણ સાવિત્રી નહી

નવ પ્રભા ચંદ્ર વિણ કયાંય રહી—

વીમળા-

પાર્વતી વિણ શીવ યોગી સરખા, ભામા વિણ નર ભોગી નહિ

સંસાર તરે નર નાર થકી—

(૮)

વીજયા-

સુમન છે સ્નેહના હો રાજ ?

પ્રિય ગુણગાન કુંજે ગુંથીમાળ ! !

વિમલા-

અધુરાં ઉરના સન્માન !

સ્વીકારો મનગમતા મહેમાન ! !

મધુર વાણી અમૃત સમ મીઠી સ્નેહ ભરી રસબાળ !

**વિજયા**–રાજરસિક મમહૃદય મંદિરના દેવધરો ફુલમાળ–સુમન

**દલપતિ**–નેહ ઝગકતો નમણો નયને રમણીય રમણી રસાળ

**વિમલા**–સ્નેહ ભીના રસરાજ અતિથી અર્પું આ વરમાળ–સુમન

(૯)

**ફડફડ**–અલ્યા આપું નાણું જરા ધીરો તુંથા,

ગડગડ–એની તોડાજી ટાલ વળી ઉતારો ખાલ—

**હાંસી**–પૈસા ખાઇ મારવાને આવ્યો શું હેવાન ?

મોજડીથી ઉતારૂ ગુમાન કરૂં લુચ્ચાને ઘા– અલ્યા
માંડું ફરિયાદી મોટી જઇ દરબારમાં,
પુરાં નાણું લઉં તારી પાસે સરકારમાં
કરી વકીલ મોટો વાળી ગડબડ ગોટો
વેચાવું દોરીલોટો— અલ્યા

(૧૦)

આયેષાં

વિપદ વિદાર દેવી વિંધ્યવાસિની તાર
રીબાતી તુજદ્વાર આવી છું હું માતુ—
અબળ બનીને યાચું શરણ ઉતારો પાર
ઉગારો કરો વ્હાર દીનની હે માતુ–વિપદ

જીવન રોશન મુજ ક્ષીણ શું કરશે હાય !
હણાતી રક્ષો સ્હાય આપીને હે માતુ— વિપદ

(૧૧)

આયેષા—જેણે કરી સ્હાય શ્રી દ્રુપદ સુતા તણી
રક્ષા કરી વળી એ સતિના સૌભાગ્યની
શ્રી કૃષ્ણ રુપે વીરક્ષત્રી શીર મુગટમણી,
જાણી તને હું બ્હેન અર્પું સુત્ર રાખડી,
રક્ષા સુત્રધરી કરમાં વરજો વિજય વિર વીરા,
નિજ જન્મભૂમિ વૃતધારી, વીરધર્મે ધરા ધુજાવી
જનનીનું દૃધ દીપાવી સત્યાગ્રહી બનો પુરા,
સ્વાશ્રયે સદા દઢ રહેવું દેશહિત કાજ દુઃખ સ્હેવું,
ભૂલી ભેદ આત્મબળ ધારી એ વીર પ્રતિજ્ઞા શુરા,
દેશ દાઝ વીર ઉર ધરજો દીન હીન તણી સ્હાય કરજો
દેશે વિજય મહાદેવી આશીષ અર્પુ વીરા

(૧૨)

હેમો-ચાલો વૈદરાજ મોટીફાળે શેઠાણી મારી બીક છે,
**હિંમત**-ઉપડો....હવે ઉપડો....
જુઓ પરાણે આજ બન્યો છું વૈદરાજ
દવા કરૂ છું હું જાતજાતની— ચાલો
**હાંસી**-નાડી જોવામાં એ અતિ હુંશીયાર છે,
દવા કરવામાં ધનવંત્રી અવતાર છે,

હિંમત-આપીશ ફાકી ન રાખીશ બાકી....

- ભાગશે રોગ ભાગશે,દવાનો ગુણ સારો લાગશે....

રોજી નવી નવિન જાગશે.

હાંસી-ઓ ઉઠાવગીર રોકડું લેજે દામ

હિમત-એમાં કહેવું પડે નહિં મુજને—ચાલો

(૧૩)

પ્રાણનાથ-કરુણાકર કીરતાર જગત્રાતા વિનતી ઉરે હવે ધાર

આપકૃપા વિણુ જન્મ ભુમિપર વર્તે છે બહુ ત્રાસ

દીન દુભાતા બંધુ રીબાતા બળીયાથી તું બચાવ—જગ

ધર્મની ગ્લાનિ થાતાં ધરાપર ઉપજે છે પરિતાપ

અભય દઇ દુહેલ બાલકને ભકત વત્સલતું કહાવ—જગત્રાતા

(૧૪)

ત્રસાલ-

ભિક્ષાવૃત્તિ હવે ત્યાગી ગુરૂત્રાતા સ્વાવલંબન

ધારૂં રે—હવે

સમરાંગણે વીર ધર્મ યુદ્ધ કરી જન્મભુમિ મમ તારૂં

સ્વદેશસેવા શોર્ય ઉછળતું આત્માર્પણ હુ વિચારૂં રે—હવે

ાણનાથ

ધન્ય વીર જગ જન્મ્યો જેણે દેશ દાઝ દીલ ધારી,

ા-

ભસ્મ ચુટે જન લાખો જેની તે મૃત્યુ કલ્યાણકારીરે-વીર

પ્રાણ૦-

નથી રેહવા નિત્ય દાસ સરજ્યા તમે પરાધિનતા દુ:ખકારી ||

છત્ર૦-

દેશહિતે ગુરૂ આજ્ઞા આપો વરૂ કીર્તિ શત્રુ વિદારીરે-ગુરૂ

પ્રાણ૦-

માતૃવેદીમાં પ્રાણુ અર્પીને વિજયમાળ વર ભારી રે

છત્ર૦-

જનની જન્મ ભુમિ ગરીયસી છે સ્વર્ગ થકી સુખ કારીરે-વીર

(૧૫)

અનુજિસા-

રાજ સુંદર સુહાગી મળ્યા કાન્ત મુજને
ઉર કમળમાળ ધારીના વિસારશો મને-રાજ
પિયુ મમ કર્મ વીર બની, નીજ દેશ હીત ઉરધરી.
પરિમલ પ્રેમનો ભરી, અનુપમ કીર્તિને વરી.
પળજો પિયુ હુલાસે
સ્નેહ ભીની રમણીના, સુહાવો શ્યામ પ્રેમ પુંજને.

(૧૬)

વિજયા-

પ્રેમ નિર્મળ પ્રીતે નિભાવો, રહીશ શરણ ધરી નાથ તવ
રદય ઉર્મિથી વધાવું દેશ સેવા સંગ ધારૂ
મોહયું મુજ મન મોહન ભાવે, કીર્તિ ઉજવળ
જગે સુહાવો-પ્રેમ

સંસારનાં સારસ બની સાથે રહીને ઉડશું.
સ્વર્ગીય પ્રેમે પ્રાણ દેવા સ્નેહ રસમાં ડુબશું.
જન્મભુમિ કાજ ત્યાગી લાજ જીવન ત્યાગશું
પરલોકમાં પણ સાથ માતૃભૂમિ મંગલ માગશું
છે હૃદયમાં આત્મશકિત, ઊર વ્હેતી દેશભકિત
વિશ્વપ્રેમી થઇ દેશ દિપાવો–પ્રેમ.

(૧૭)

સખીઓ–

વીર સીધાવો રણવાટ ! ! !
શુરા સજી હથીયાર ! ! !
વિજયઘેલી વાટ જોતી વીરાંગના જો.
વીર હાક વીર સુણાય, ગગન ગાજતા જયનાદ
વ્યોમે વરવા ઉભી અમરાંગના જો.
સ્વાશ્રય શરમ ધરી વીરા ઝુઝો રણે રણધીર
પાછળ પાય ન ધારશો ગુમાવશો ના નીર.
આત્મશ્રદ્ધા ધરી વીર સમરમાં સીધાવજો.
વિજયદેવી વરમાળા કંઠ ધરે.
સુખ આશ ભોગં ત્યાગી જન્મભૂમિને ઉજાળજો.
અપ્સરાઓ સ્વર્ગે દિવ્ય ગાન કરે.

(૧૮)

સખી–

અંતરમાં ઉપજતા ભાવો સખી સમજાય ન તારા,
રે પ્રિય સખી સમજાય ન તારા.

મધુ–

સમજુ વિણ સમજાવું કોને અંતર દુઃખની જવાળા
રે સખી અંતર દુઃખની જવાળા

સખી-
ઉર ધડકતું નાખી નિસાસા મંદ મંદ ગતિ ચાલે
ખીલતા જોબનના જવરથી ચિત્ત ચડયું મનોરથમાળેરે-સખી
અદુ-
દીલહર મનહર દેવ દીવાકર રમણીય પ્રીય રૂપાળા,
રાજપૂત પ્રિયતમ પતિ તનના જપું તેની જપમાળારે-સખી
સખી-
ક્ષત્રી કુંવર એ પ્રિયતમ વરતું શાહ તણી શાહજાદી,
નેવતણાં જળ મોભ ચડે વહે ઉલટી ગંગા સાથીરે-સખી
અદુ-
પ્રેમ નદીનું પૂર વહે ત્યાં ઉલટે પાણી ઉતરવું
જાત ભેદનો ખેદ ન કરતાં તરવું કે પછી મરવું રે-સખી
અદુ- (૧૯)

હું તો થઈ છું વેરાગણ વ્હાલમની,
લેહ લાગી હવે એ દિલાવરની
ભુલી તન લેહ વ્યાધી, સ્નેહ સમાધી સાધી છે,
ભીતરની ભ્રમણા ભાગી લલિત લગન લાગી છે
પંથ જોતી હવે રસીકાવરની
આત્માના તાર પ્રીતમ એક કરી સાંધ્યા છે
અખંડિત એક લગન તારી સાથ બાંધ્યા છે
પછી શી પરવા મને આલમની હું તો

ગડગડ (૨૦)

સ્નેહી સંબંધી તેડાવું જાન જુગતે જોડાવું
મોટો મંડપ બંધાવું બેંડ વાજાં વગડાવું.
હિંમત-તમે અંગ પીઠી ચોળો પાછળથી ભાઈ રામ બોલો
ગડ—અતર ફુલેલ લગાવું નાનકડી નારી લાવું.

હિંમત—દારૂખાનું પુષ્કળ ફોડો, ત્યારે શોભશે વરઘોડો
ગડ—હું જુવાન થઇને જાવું, લાડી પરણી હરખાવું.

મલા— (૨૧)

મોહન મનમાન્યા લ્યો પિયુ પ્રેમ લ્હાવ
યોવન ફુલવાડી, ખીલી શી રસાળી
મધુપ રંગ ખેલો રંગીલી સંગ આજ—મોહન
વિરહે વ્યાકુળ પ્રેમદા મન્મથ દમતો કાય
ભાન સાન ભુલી ભામિની મુગ્ધા મન હરખાય
પ્રેમબંધે બાંધી, સ્નેહ તારે સાધી, છો મમ જીવનહાર
પ્રેમ છે ખરો, શંકા ન ધરો
રસીક મણી મ્હારા, જીવન નયન તારા
રમણી ઉર રેલો રસીક રતિરાજ—મોહન

(૨૨)

ડફડ | હાથના કીધાં હૈયે વાગ્યા વૃત્તિહરામ ન રાખવી
ડગડ | ઘરડી ઉમરે જુવાન બૈરી ઇચ્છા કદી નવ રાખવી
હરીલાલ—આજ મળી હંસા પ્યારી
હંસા .... ... ... .... .... પ્યારા હરીલાલને
હીંમતલાલ—વૈદ બની કઇંક ગોટા કીધા પૈસા ખુબીથી મેં લીધા
પ્રતિજ્ઞા એવી હવે લઉકે થાપણ કોઇને ન આપવી.
સુધરી ગયા સહુ નીતિ પીછાણી. અનીતિ વાત ન માનવી

યેષાં (૨૩)

જીવન કુરબાન સદા તમ પર કલંકિત તે ગણાયું છે
જવા મુજ દેશ એ કાજે રજા દયો અર્જ મ્હારી છે
ઉદાસી ઊંડી ઉરભારી બની આ જીંદગી ખારી,
સ્વર્ગ સમ સુખ વૈભવ પણ છતાં બેહાલ નારી છે
વિશુદ્ધ જીવન કનક કીર્તિ તણો ભાનુ જ્યાં ઝળહળ તો
કલંક તીમર દુર કરવા જવાની વાત ધારી છે.

ભાણુનાથ— (૨૪)

કર્મયુગ નવિન આવ્યો જણાય
નિર્બળ નિર્ધન સહુ નિઃસહાય
હવે ઐક્ય વિના નહિં કોઇ ઉપાય,
નિશ્ચય થશે બુંદેલ ઉદ્ધાર—કર્મયુગ
બને એકજ ઝંપી બુંદેલ નૃપાળ
સ્ફુરે આત્મ ભાન કરૂં બોધ પ્રચાર
અર્પું પ્રકાશ ટાળું અંધકાર—કર્મયુગ

બદુન્નિસા— (૨૫)

ન સત્કાર્યા અતિથી રાજ! ચરણ શેવા ન ધારીમેં
નમન તુજ પાય નવ દીધું! સુમન અર્પ્યા ન સ્નેહીને
આત્માની ઉંડી અભિલાષા, અણપુરી હૃદય આશા
મનોરથ રસભર્યા મનના પ્રભુ કહો ક્યારે પુરાશે?
અમુલખ પ્રેમરસની લ્હાણ. મદભર માણશું રસરાજ!
ઝુલીશું સ્નેહ ઝુલે સાથ, લઇશું લ્હાવએ ક્યારે ?

(૨૬)

**વિજયા**—પ્રભૂ મ્હારો હતો તેવો ફરી ભારત બનાવી દયે
ફરી ભારત બનાવી દયો, ફરી ભારત બનાવી દયો—પ્રભ
અમારા રામને ગૌતમ કનૈયો ભીષ્મને અર્જુન,
સતી સીતા સમાં પ્યારાં અમારાં રત્ન લાવી દયો—પ્રભ
સદા સ્વાતંત્ર્ય શક્તિથી અમારી ડોલતી દિપ્તિ
અમારી પુર્વની કીર્તી ગઇ ત્યાંથી કઢાવી દયો—પ્રભ
અમારા વિર પૂર્વજને પૂનર્જન્મો પ્રભૂ આપી
અમારા વેદના વાક્યો ફરી વિશ્વે વસાવી દયો—પ્રભ

# સમાપ્ત

શ્રી રમાકાં
કોની ચોપડીઓ સ
રોકડી કીંમતે મળી

| નાટકનુ નામ | |
| --- | --- |
| વામન અવતાર. | ૦- |
| વીર જરાસંઘ | ૦-૩- |
| દેવી ચૌધરાણી | ૦-૪-૦ |
| રા. નવઘણ | ૦-૩-૦ |
| વીર છત્રસાલ | ૦-૩-૦ |

માલીક

# શ્રી રમાકાન્ત નાટક સમાજ

સુરત-સ્ટેશન રોડ ઉપર આવેલા શ્રી "મહાશક્તિ"
પ્રીં. વર્કસમાં ચંપકલાલ ગીરધરલાલ
જરીવાળાએ છાપી અને અમૃતલાલ
એમ. આઇ. આશારામ
ઓઝાએ પ્રસિદ્ધ કરી
ઠે. સુર્યપ્રકાશ થીયેટર સુરત.



શૃંગાર



રજ જરીના ડ્રેસો



વરરાજાને પહેરવાના ખાસ લુગ્ગાના જામા
તથા સાંબેલાના રાજવંશી જરીના ડ્રેસો.

નાટકોમાં વપરાતા તાજ, મુગટો તથા દરેક જાતની રજવાડી પાઘડીઓ તથા હરેક ઘાટની પાઘડીઓ તથા આલની વીગો, તથા જરીના સાફાઓ, વીગેરે જથાબંધ તથા છુટક બનાવના તથા વેચનાર તેમજ બાહેરથી પણ આપવામાં આવે છે.

ઉપર લખેલો દરેક જાતનો માલ ઓર્ડર મુજબ તાકીદે બનાવી આપશું.

દુકાન સ્ટેશન રોડ
ટીસ પાસે
શેરીના નાકે
પુરા સુરત.

**ગોવનભાઇ નારણદાસ,**
છાપરીઆ શેરી, સુરત.

